श्री जीनाय नमः

# श्री पंच प्रतिक्रमण सूत्रम्

29-11-1924

1924

विधि सहितम्

Reg no 274

संवत १९८०] [इ. स. १९२४

प्रत ११००

514

मुल्य पांच आना

आ टाईटल पेज खपाटीओ चकला पर आवेला 'समाचार' प्रीन्टींग प्रेसमां बळवंतराय रतनजी देशाइए छाप्युं.

# શ્રી પંચ પ્રતિક્રમણ સૂત્રમ્

## વિધિસહિતમ્.

સંશોધક:—

શ્રી મનમોહનલાલજી મહારાજના શિષ્ય દેવમુનિજી
મહારાજના અંતવાસી ધરણેન્દ્ર મુનિજી
ધરણેન્દ્ર મુનિજીના ઉપદેશથી સંદલપુરનિવાશી શ્રી નારણજી
લલ્લુભાઈ દેશાઈની દ્રવ્ય સહાયથી પ્રકાશિત


પ્રકાશક:—

બાબુભાઇ મંછારામ ચુડગર, ગોપીપુરા—સુરત

આ પુસ્તક સુરત સોદાગર પ્રેસમાં ઠાકોરદાસ નગીનદાસે
છાપ્યું છે અને ટાઇટલ સુરત સમાચાર પ્રી. પ્રેસમાં
બળવંતરાય રતનજી દેશાઇએ છાપ્યુ છે.

પ્રત ૧૧૦૦

વિક્રમ સંવત ૧૯૮૦

મૂલ્ય ૦-૫-૦

# ક્રમસૂચિ.


| સૂત્ર નામ. | પૃષ્ઠાંક. |
|---|---|
| સામાયિક લેવાની વિધિ... .. | ૦ |
| સામાયિક પારવાની વીધી ... | ૦ |
| નવકાર મંત્ર ... ... | ૧ |
| પચિંદિઅ ... ... | ૧ |
| ખમાસમણ ... ... | ૨ |
| સુગુરૂને શાતા સુખ પૃચ્છા .. | ૨ |
| ઇરિયાવહિયં ... ... | ૨ |
| તસ્સઉત્તરી ... ... ... | ૩ |
| અન્નથ ઉસસિએણ... ... | ૩ |
| લોગસ્સ... .. ... | ૩ |
| સામાયિકનું પચ્ચખાણ ... | ૪ |
| સામાયિક પારવાનુ ... | ૪ |
| જગચિંતામણી ચૈત્યવંદન .. | ૫ |
| જંકિંચિ... ... ... | ૬ |
| નમુત્થુણં વાશક્રસ્તવ ... | ૬ |
| જાવંતિ ચેઇઆઇ .. ... | ૭ |
| જાવંત કેવિસાહૂ ... ... | ૭ |
| નમસ્કાર ... ... | ૭ |
| ઉવસગ્ગં હરસ્તવ ... | ૭ |
| જયવીરાય ... ... | ૮ |
| અરિહંત ચેઇઆણં ... | ૯ |
| કાલ્લાણ કંદં સ્તુતિ ... | ૯ |
| સંસાર દાવાની સ્તુતિ ... | ૯ |
| પુખ્ખરવરદી ... ... | ૧૦ |
| સિદ્ધાણં બુદ્ધાણં... ... | ૧૧ |

| સૂત્ર નામ | પૃષ્ઠાંક |
|---|---|
| વેયાવચ્ચ ગરાણં... ... | ૧૧ |
| ભગવાનાદિ વંદન ... | ૧૨ |
| દેવસિઅપ્રતિક્રમણઠાઉં ... | ૧૨ |
| ઇચ્છામિઠામિ ... ... | ૧૨ |
| અતિચારની ગાથા ... | ૧૩ |
| સુગુરૂ વાંદણા ... ... | ૧૩ |
| દેવસિઅં આલોઉ ... | ૧૪ |
| સાત લાખ ... .. | ૧૫ |
| અઢાર પાપસ્થાનક ... | ૧૫ |
| સવ્વસ્સવિ ... ... | ૧૫ |
| ઇચ્છામિ પડિક્કમિઉં ... | ૧૬ |
| વંદિત સૂત્રમ્ ... ... | ૧૬ |
| અભુટ્ઠિઓ ... ... | ૧૯ |
| આયરિઅઉવજ્ઝાએ ... | ૨૦ |
| નમોસ્તુવર્દ્ધમાનાય ... | ૨૦ |
| વિશાલલોચન... ... | ૨૦ |
| શ્રુતદેવતા ક્ષેત્રદેવસ્તુતિ ... | ૨૧ |
| ખિત્ત દેવયાએ કરેમિ ... | ૨૧ |
| કમલદલ સ્તુતિ (સ્ત્રિઓ માટે | ૨૧ |
| અઢ્ઢાઇજ્જેસુ મુનિવંદન ... | ૨૧ |
| વરકનક... ... ... | ૨૨ |
| લઘુ શાંતિસ્તવ ... ... | ૨૨ |
| ચઉક્કસાય ... ... | ૨૩ |
| ભરહેસસરની સજ્જાય ... | ૨૪ |
| મન્હ જિણાણં સજ્જા ... | ૨૫ |

| સુત્ર નામ. | પૃષ્ઠાંક. |
|---|---|
| પોસહનું પચ્ચખાણ | ... ૨૫ |
| પોસહ પારવાની ગાથા | .. ૨૬ |
| તીર્થવંદના ... | ... ૨૬ |
| મહાવીર જિનછંદ | ... ૨૭ |
| ગણુધરસ્તવ .. | ... ૨૯ |
| સીમંધર ચિન ચૈત્યવંદન | .. ૨૯ |
| સીમંધર જિનસ્તવન | ... ૩૦ |
| સીમંધર જિ થોળ | ... ૩૦ |
| સિદ્ધાચલનું ચૈત્યવંદન | ... ૩૧ |
| સિદ્ધાચલજીનું સ્તવન | ... ૩૧ |
| સિધ્ધાચલજીની થોય | ... ૩૧ |
| પડિલેહણ કરવાનો વિધિ | ... ૩૨ |
| દેવ વાંદવાનો વિધિ | ... ૩૨ |
| દેવવસિ પતિક્રમણ વિધિ | ... ૩૩ |
| રાઈ પ્રતિક્રમણ વિધિ | ... ૩૭ |
| પચ્ચખાણ પારવાની વિધિ | ૪૦ |
| પ્રભાતના પચ્ચખાણ... | ... ૪૦ |
| સાજના પચ્ચખાણ | ... ૪૧ |
| ક્રોધની સજ્જાય | ... ૪૧ |
| સીમંધર જિનસ્તવન બીજું | ૪૨ |
| સીમંધર જિન ચૈત્યવંદન | ...૪૪ |
| સિધ્ધાચલજી ચૈત્યવંદન | ... ૪૪ |
| સીમંધર જિનસ્તુતિ | ... ૪૪ |

| સુત્ર નામ. | પૃષ્ઠાંક. |
|---|---|
| શ્રી શત્રુંજય સ્તુતિ | ... ૪૫ |
| શ્રી તીર્થમાલા સ્તવન | ... ૪૬ |
| નવ અંગ પૂજાના દોહા | ... ૪૭ |
| શ્રી ગૌતમસ્વામીનું સ્તવન. | ૪૭ |
| સ્નાનતસ્યાની સ્તુતિ | ... ૪૯ |
| અકલાર્હંત ચૈત્યવંદન | ... ૪૯ |
| શ્રી પાક્ષિકાદિ સંક્ષેપ અતિચાર | ૫૨ |
| સંતિકર સ્તવન... | ... ૬૩ |
| તિજપહુત્ત સ્મરણ | ... ૬૪ |
| નમિઊણ ... | ... ૬૫ |
| અજિત શાંતિ સ્તવન | ... ૬૭ |
| ભક્તામર સ્મરણ | ... ૭૧ |
| કલ્યાણમંદિર .. | ... ૭૬ |
| (બ્રહત્શાંતિઃ) મોતી શાન્તિ | ... ૮૧ |
| રત્નાકર પચીસી .. | ... ૮૪ |
| પકખી પ્રતિ–વિધિ .. | ... ૮૬ |
| ચોમાસી ... | ... ૮૯ |
| સંવચ્છરી ... | ... ૮૯ |
| પુન્યપ્રકાશ(આરાધનાનું સ્તવન | ૯૦ |
| પાર્શ્વનાથની થોય... | ... ૯૪ |
| ચ્ચુરણ સજ્જાયો | ... ૯૯ |
| ભુવનદેવતા ક્ષેત્રદેવના સ્તુતિ | ૧૦૩ |
| સાધુનાં ખામણાં... | ...૧૦૪ |




# ઉપોદ્ઘાત

જૈન ધર્મમાં બતાવેલા ષડ્ આવસ્યકો જૈન ધર્માનુસારીઓ માટે નિત્ય કર્મ તરીકે વર્ણવેલાં છે. તેમાંનું "સામાયિક" આવસ્યક દરેક જૈન ભાઇ બહેને પ્રતિદિન પાળવુંજ જોઇએ. બને ત્યા સુધી બધા આવશ્યકો પાળવા જોઇએ એ આવશ્યક સુત્રો શીખવાનું સાધન પાઠશાળાઓ વીગેરે સંસ્થાઓ હોય છે. પાઠશાળાઓ જેવી સંસ્થાઓ વધતી જતી હોવાથી શીખનાર બાળકો તથા બાળીકાઓ એવી સંસ્થાઓનો સારી સંખ્યામાં લાભ લે છે. એવી સંસ્થાઓમાં શીખનાર બાળકો અને બાળીકાઓને તેમની ઉમર અને સમજશક્તિ તથા બીજા સંજોગોને અનુકુળ થઇ પડે તેવી શૈલીના પુસ્તકો હોવા જોઇએ. નાના બાળકો તથા બાળીકાઓ જેઓ વ્યહુવારીક જ્ઞાનમાં આગળ ન વધેલા હોય પરન્તુ પહેલા બીજા ધોરણોમાં શીખતા હોય તેમને શુધ્ધ ગુજરાતી બાળાક્ષરોમાં અને તે પણ સાધારણ મોટા અક્ષરોમાં છપાયેલા પુસ્તકો વધારે અનુકુળ થઇ પડે છે. બાળ બોધ અક્ષરોમાં છપાયેલા પુસ્તકો તેઓ સહેલાઇથી વાંચી શકતા નથી. તેમજ ઝીણા ટાઇપમાં છપાયેલા પુસ્તકો તેમની તેજસ્વી આંખોને ત્રાસ આપનારાં થઇ પડે છે. તો એ મુસ્કેલીઓ દુર કરવાને આ પુસ્તક છપાવવાનો પ્રયત્ન આદરવામાં આવ્યો છે. આ પુસ્તકના અક્ષરો ગુજરાતી

ભાષામાં છે તેમજ ટાઈપ પણ સાધારણ મોટા રાખવામાં આવ્યા છે. જેથી વાંચન સહેલું થઇ પડશે એવી આશા છે.

આ પુસ્તકમાં પંચ પ્રતિક્રમણના સુત્રો તથા વિધિ ઉપરાંત પ્રાતઃસ્મરણીય નવ સ્મરણોને પણ સમાવેશ કરવામાં આવેલો છે. તે પ્રતિદિન નવ સ્મરણોનું પાઠન કરનારને ઉપયોગી થઇ પડશે. સાથે શ્રી રત્નાકર પચ્ચિશી તથા પુણ્ય પ્રકાશનું સ્તવન પણ દાખલ કરવામાં આવેલા છે. તેમજ કેટલાક ચૈત્ય વંદનો, સ્તવનો, સજ્જાયો, તથા સ્તુતિઓ પણ આપવામાં આવ્યા છે. તે સામાયિક, પ્રતિક્રમણ તથા દહેરા સરજીમાં કહેવા માટે ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક છપાવવામાં ગામ સમદરપુરના શેઠ નારણજી લલ્લુભાઈ તરફથી સારી રકમની મદદ આપવામાં આવી છે. તેમનો આ તકે આભાર માનવામાં આવે છે.

એ પુસ્તક છપાવવાનો પ્રયત્ન પ્રાતઃસ્મરણીય મુનિ મહારાજ શ્રી મોહનલાલજી મહારાજના શિષ્ય મુનિશ્રી દેવ મુનિજીના અન્તેવાસી મુનિશ્રી ધરેન્દ્રમુનિજીના ઉપદેશથી કરવામાં આવ્યો છે. તેમજ પ્રુફ સુધારવાનું કામ પણ તેમણેજ કીધું છે. તે માટે તેઓશ્રીનો અત્રે આભાર માનવામાં આવે છે.

શ્રિમાન્ મુનિશ્રી દેવમુનીજીનું ટુંકમાં જીવન ચરિત્ર શેઠ બાબુભાઈ મંછારામ સુરતવાળાએ લખી આ પુસ્તકમાં

છપાવવા માટે આપ્યું છે. તેમનો પણ એ માટે આભાર માનવામાં આવે છે.

આ પ્રસ્તાવના લખવાનો લાભ મને મુનિશ્રી ધરેન્દ્ર મુનિજીના પસાયથી મને મળ્યો છે તે માટે તેઓશ્રીનો આભાર માની હું વિરમું છું.

સુરત-ગોપીપુરા.
માંતિ સંવત
૧૯૮૦.
અશ્વની શુદ ૧.

લી૰ સંઘ સેવક,
**ખીમચંદ ઝવેરચંદ શાહ,**
બી એ એલ. એલ. બી.
વકીલ.



# શ્રીમાન્ મુનિ મહારાજ શ્રી દેવમુનિજીનું ટુંક

# જીવન ચરિત્ર.

ઉપરોક્ત મુનિશ્રીનો જન્મ ગુજરાત પ્રાન્તના ખેડા જીલ્લાના ગામ માતર કે જ્યાં જગમશહુર કે જે "સાચાદેવ"ના નામથી પ્રખ્યાત છે તે શ્રી સુમતિનાથજીનું તિર્થસ્થાન છે, તે ગામમાં શેઠ રવચંદ નાનચંદને ત્યાં સંવત ૧૯૨૦માં થયો હતો. ગ્રહસ્થાવસ્થામાં તેઓશ્રીનું નામ છગનભાઇ હતું. પંદર વર્ષની ઉમર સુધી વ્યહવારિક અભ્યાસ કરી પોતાના કુંટુંબનો ચાલુ વ્યાજુ વગેરેનો ધંધો શરૂ કર્યો હતો. સાથે સાથે ધાર્મિક અભ્યાસ પણ ચાલુ રાખ્યો હતો. તે સમયે સ્વર્ગવાસી જગદગુરૂ શ્રીમાન્ શ્રી મોહનલાલજી મહારાજ વિહાર કરતા માતર ગામે પધાર્યા. તેઓશ્રોનો ઘણા માન સત્કારથી ગામમાં પ્રવેશ કરવ્યો. મરહુમ મહારાજ શ્રી હંમેશા વ્યાખ્યાન દ્વારા ગ્રહસ્થ તથા સાધુ ધર્મનો ઉપદેશ આપતા તે છગનભાઈ હંમેશા ઘણા ઉત્સાહ અને ધર્મ ભાવથી સાભળવા જતાં અને પોતાની સાચી શંકાઓનો ખુલાશો મહારાજ શ્રી પાસે કરાવી પોતાના જ્ઞાનમાં વધારો કરતા. આ વખતે આપણા ચરિત્ર નાયકની ઉમર લગભગ વર્ષ ર૭ની હતી. ત્યાર બાદ મુનિશ્રી મોહનલાલજી મહારાજ સુરતવાસી ઝવેરી નગીનચંદ કપુરચંદ તથા ઝવેરી ધરમચંદ ઉદેચંદ વગેરેના અત્યંત આગ્રહથી સંવત ૧૯૪૬માં સુરત પધાર્યા, એ વખતે સુરતની ધર્મ

ભાવના એટલી ઉંચ કોટીએ પહોચી હતી કે જેનું વર્ણન કરવા શબ્દો પણ પુરતા નથી. મહારાજશ્રીનો વિયોગ થયા છતાં આપણા ચરિત્ર નાયકનો ધર્મ, પ્રેમ તથા ઉત્સાહ જ-રાએ મન્દ થયા ન હતા. તેઓશ્રીએ પોતાનો પંચવિધ ચારિત્ર ધર્મ ગ્રહણ કરવાનો ઇરાદો પોતાના વડીલો આગળ જાહેર કરી તેમની સંમતિથી તેઓ સુરત શ્રીમાન મોહન લાલજી મહારાજની સેવામાં હાજર થયા. ૧૯૪૭ના પોશ વદ ૫મે સુરતમાં શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીના ભવ્ય દહેરાસરજીમાં ચતુર્વિધ સંઘ સમક્ષ ઘણી ધામધુમથી ચારિત્ર ધર્મ ગ્રહણ કર્યો. મહારાજ શ્રીએ એમને પોતાના શિષ્ય તરીકે સ્વીકારી તેમનું નામ "દેવમુનિ" રાખ્યું. આપણા ચરિત્ર નાયકને હવે આપણે " મહારાજ શ્રી દેવમુનિના " નામથી આળખીશું.

સંવત ૧૯૪૭માં સુરતથી તેમના ગુરૂ સાથે દેવમુનિજીએ મુંબઈ વિહાર કર્યો. એ વખત સુધી મુંબઇ શેહેરમાં કોઇ પણ મુનિરાજે વિહાર કર્યો હતો નહી. મુંબઇમાં જનાર પહેલ વહેલા મુનિશ્રી મોહનલાલજી મહારાજ હતા. મુંબઇ શહેરમાં રહેવાથી ચારિત્ર ધર્મમાં સ્ખળના થાય એવી દરેક સાધુ મુનિરાજોની માંન્યતા હતી. એ માન્યતા ઘણી બળવાન હતી છતાં ચારિત્ર શીલમુનિ શ્રી મોહનલાલજી મહારાજે પોતાના શિષ્યો સહિત મુમ્બાપુરીમાં સુરતના ઉપર જણાવેલા ગૃહસ્થોના આગ્રહથી પ્રવેશ કર્યો; પરન્તુ હાલ એ જમાનો તદ્દન બદલાઈ ગયો છે. કેટલાક મુનીરાજો હવે મુંબઈ તરફ

વિહાર કરવા ઉત્સુક રહેતા જણાય છે તે એટલે સુધી કે ગામડાઓમાં મુનિરાજોનો વિહાર ઘણો ઓછો થઈ ગયો છે. અને તેને લીધે ગામડાવાસી ભોળા જીવેને સાધુ સમાગમ ઘણોજ દુર્લભ થઇ ગયો છે અને પરિણામે ગામડાઓમાં ધર્મ ભાવનાનો કંઇક અંશે લોપ થતો જણાય છે. જે લોપ મુનિરાજોના ગામડાના ત્યાગનેજ આભારી છે તો આ સ્થળે જો મુનિરાજો ને હું ગામડામાં પોતાનો વિહાર પાછો શરૂ કરવાને વિનંતી કરૂં તો અસ્થાને ગણાશે નહીં. એવું પણ સાંભળવામાં આવે છે કે ગામડાઓમાં સાધુને પોતાનું ચારિત્ર પાળવામાં ખલેલ પહોંચે છે તો એ દલીલ કેટલે અંશે ખોટી છે તેની માહીતી મુનિશ્રી દેવમુનિજી મહારાજ પાસેથી મળી શકે છે. કારણ તેઓ શ્રી ઘણે ભાગે ગામડાંમાં વિહાર કરનારા છે.

મુંબઇમાં તેઓએ પોતાનું ઠામ શ્રી લાલબાગના ઉપાશ્રયમાં રાખ્યું હતું. મુનિ શ્રી દેવમુનિ મહારાજે પોતાની તિક્ષ્ણ બુદ્ધિ અને હુશીઆરીથી સારો અભ્યાસ કર્યો. એમની હુશીઆરી અને ચારિત્ર પ્રેમને લીધે એમણે એમના ગુરૂનું માન સંપાદન કર્યું હતું. ત્યાર બાદ સંવત ૧૯૪૮માં સુરત સંઘના આગ્રહથી મહારાજ શ્રીમોહનલાલજીએ પોતાના શિષ્ય સમુદાય સહિત સુરતમાં ચાર્તુમાશ કર્યું. સુરતથી સંવત ૧૯૪૯માં વિહાર કરી અમદાવાદ, (રાજનગર, પાલીતાણા, સિદ્ધક્ષેત્ર વીગેરે સ્થળોએ ચોમાસુ કરી સંવત ૧૯૫૫માં સુર-

તના શેઠ નેમચંદ મેળાપચંદની વાડીના કાર્ય વાહકોના આ ગ્રહથી સુરતમાં ચોમાશું કર્યું. ત્યારબાદ મુંબઇ તરફ વિહાર કરી અગાસીમાં લક્ષ્મી મુનિજીએ એમની પાસે દીક્ષા ગ્રહણ કરી. અગાસીથી ફરી ગુજરાત તરફ વીહાર કરી અમદાવાદ, કાઠિઆવાડમાં વિચરતાં પોતાના વચનામૃતનું પાન કરાવતાં તેઓ શ્રી ફરી પાછા પુના તરફ વિહાર કરી પુને વેતાળ પેંઠમાં ચોમાશું કર્યું. એમના ચારિત્રથી આકર્ષાઇ મહારાજ શ્રી ભાવ મુનિજીએ એમની પાસે ચારિત્ર ગૃહણ કર્યું. પુનાથી વિહાર કરી મહારાજ શ્રી દેવમુનીજી પોતાના શિષ્યગણ સહિત ગુજ રાત કાઠિઆવાડ મારવાડ વીગેરે જુદે જુદે સ્થળે ચોમાશા કરી ફરી પાછા સુરત પધાર્યા. આ વખતે મારવાડના ગામ થાવલા (જોધપુર)ના વતની શેઠ ડાહ્યાભાઈ શીવદાનજીએ સંસાર સમુદ્ર તારનાર એવો ચારિત્ર ધર્મ અંગીકાર કરવાની પોતાની અભિલાષા આપણા ચરિત્રનાયકને જણાવી. પોતાને શિષ્યમોહ ન હોવાથી તેને સંવત ૧૯૭૫ના જેઠ વદ ૨ને દીને દિક્ષા આપી. મુનિ શ્રી કીર્તિ મુનીજીના શિષ્ય બનાવ્યા અને તેમનું નામ "ધરેન્દ્રમુનિ" રાખવામાંઆવ્યું.મુનિ શ્રી ધરેન્દ્રમુનિ ત્યારથી મુનિ શ્રી દેવમુનિ મહારાજની સેવામાં તેમની સાથેજ વિહાર કરે છે.

મુનિ મહારાજ શ્રી દેવમુનિજીની ધર્મ સેવા તેમજ સાહિત્ય સેવા પણ ઘણી સારી છે. જયાં ત્યાં વિહાર કરતાં અનુકુળ સંજોગોમાં પાઠશાળાઓ વીગેરે સ્થપાવી ધર્મ સેવા બજાવતા

રહ્યા છે તેમજ એમનો સાહિત્ય પ્રેમ અદ્દભુત છે. સુરતની પહેલી સાહિત્ય પરિષદને અંગે પણ પોતે સારો ભાગ લીધો છે.

આ પુસ્તક છપાયું તે વરસ (૧૯૮૦) માં પણ તેઓ શ્રીનું ચોમાશું સુરત વડા ચૌટાના ઉપાશ્રયમાં થયું છે. એઓશ્રીની વૃધ્ધાવસ્થાને લીધે હવે તેઓ લાંબો વિહાર કરી શકતા નથી. પ્રભુ એમને દિર્ઘાયુષ્ય આપે અને એમનું ચારિત્ર અખંડ રાખે એવી પ્રાર્થના કરી વિરમું છું.

સુરત–ગોપીપુરા
મોટા રસ્તા.
મિતિ અશ્વિન શુદ ૧
સંવત ૧૯૮૦.

લી૦ સંઘનો સેવક,
**શા૦ બાબુભાઈ મંછારામ** ચુડગર.



# સામાયિક લેવાની વિધિ.

પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને, શ્રાવક શ્રાવિકા એ કટાસણું, મુહુપત્તી, ચરવલો લઇ શુદ્ધ વસ્ત્ર પહેરી જગ્યા પૂંજી, કટાસણાં ઉપર બેસી, મુહુપત્તી ડાબાહાથમાં મુખ પાસે રાખી જમણો હાથ સ્થાપનાજી સન્મુખ રાખી એક નવકાર ગણી પંચિંદિય કહી ઇચ્છામિ ખમાસમણુ દેઇ, ઇરિયાવહિ તસ્સ ઉત્તરી અન્નથ્થ ઉસસીએણું કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન! સામાયિક મુહુપત્તી પડિલેહું! ઇચ્છં. એમ કહી, મુહુપત્તી તથા અંગની પડિલેહણના પચ્ચાસ બોલ કહી, મુહુપત્તી પડિલેહીયેં. પછી ખમાસણુ દેઇ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું ઇચ્છં, ખમા૦ ઇચ્છા૦ સામાયિક ઠાઊં! ઇચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી, ઇચ્છાકારી ભગવન્! પસાય કરી સામાયિકદંડક ઉચ્ચારાવેંજી. ગુરૂ કે વડિલ, કરેમિ ભંતે કહે. પછી ખમાસમણુ દેઇ ઇચ્છા૦ બેસણે સંદિસાહું! ખમાસ૦ ઇચ્છા૦ બેસણે ઠાઊં! ખમાસ૦ ઇચ્છા સજ્ઝાય સંદિસાહું ખમાસ. ઇચ્છા૦ સજ્ઝાય કરૂં! ઇચ્છં, એમ કહી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી સજ્ઝાય ધર્મ ધ્યાન કરવું.

ઇતિ સામાયિક લેવાની વિધિ સમાપ્ત.



# સામાયિક પારવાની વિધિ.

ખમાસમણુ દેઈ ઇરિયાવહી પડિક્કમવાથી યાવત્ લોગસ્સ સુધી કહી, ખમાસ૦ ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું ! કહી, મુહપત્તી પડિલેહી, ખમાસણુ દેઈ ઇચ્છા૦ સામાયિક પારૂં યથાશક્તિ. વલી ખમા૦ ઇચ્છા૦ સામાયિક પારયું, તહત્તિ કહી જમણો હાથ ચરવલા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી એક નવકાર ગણી "સામાઇય વય જુત્તો" કહિયે, પછી જમણો હાથ સ્થાપનાજી સામો સવલો રાખીને એક નવકાર ગણીયે.

ઇતિ સામાયિક પારવાની વિધિ.



१२५(०४

श्री जीनाय नमः

# श्री पंच प्रतिक्रमण सूत्रम्.

## विधि सहित.

### नवकार पंचमंगल.

नमो अरिहंताणं, नमो सिद्धाणं,
नमो आयरिआणं, नमो उवज्झायाणं,
नमो लोए सव्वसाहूणं, एसो पंच नमुक्कारो,
सव्व पावप्पणासणो, मंगलाणं च सव्वेसिं,
पढमं हवइ मंगलं. ईति. १.

९ ८ ७ ६१ ६८
पद संपदा गुरु लघु सर्ववर्ण.

### पंचिंदिअ.

पंचिंदिअ संवरणो, तह नवविह बंभचेर गुत्तिधरो;
चउविह कसाय मुक्को, इअअठारस गुणेहिं संजुत्तो.
पंच महव्वय जुत्तो, पंच विहायार पालण समथ्थो;
पंच समिओ तिगुत्तो, छत्तीस गुणो गुरु मज्झ.

ईति. २.

२ ८ १० ७० ८०
गाथा पद गुरु लघु सर्ववर्ण.

## ખમાસમણ.

ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિ આએ, મથ્થએણ વંદામિ. ઇતિ ૩

૩ ૨૫ ૨૮
ગુરૂ લઘુ સર્વવર્ણ.

## સુગુરૂને શાતા સુખ પૃછા.

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ,
સુખ તપ શરીર નિરાબાધ.
સુખ સંજમ યાત્રા નિર્વહોછોજી ? સ્વામિ ? શાતાછેજી?
ભાત પાણીનો લાભ દેજોજી. ઇતિ ૪.

## ઇરિયાવહિયં.

ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્!
ઇરિયાવહિયં પડિક્કમામિ ?
ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં,
ઇરિયાવહિયાએ વિરાહણાએ, ગમણા ગમણે,
પાણક્કમણે બીયક્કમણે હરિયક્કમણે,
ઓસા ઉત્તિંગ પણગ દગ,
મટ્ટી મક્કડા સંતાણા સંકમણે,
જેમે જીવા વિરાહિયા, એગિંદિયા બેઇંદિયા,
તેઇંદિયા ચઉરિંદિયા પંચિંદિયા,
અભિહયા વત્તિયા લેસિયા,
સંઘાઇયા સંઘટ્ટિયા પરિયાવિયા, કિલામિયા ઉદ્દવિયા,

ઠાણાઓઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા,
તસ્સ મિચ્છામિ દુક્કડં. ઇતિ. ૫.

## તસ્સઉત્તરી.

તસ્સ ઉત્તરી કરણેણં, પાયચ્છિત્ત કરણેણં,
વિસોહી કરણેણં, વિસલ્લી કરણેણં,
પાવાણં કમ્માણં, નિગ્ઘાયણઠ્ઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં.
ઇતિ ૬.

પાંચમા અને છઠ્ઠા બે સૂત્રનાં મલી,
૩૨ ૮ ૨૪ ૧૭૫ ૧૯૯
પદ સંપદા ગુરૂ લઘુ સર્વવર્ણ.

## અન્નત્થ ઉસસિએણં.

અન્નત્થ ઉસસિએણં, નીસસિએણં ખાસિએણં,
છીએણં જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં,
ભમલીએ પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગ સંચાલેહિં,
સુહુમેહિં ખેલ સંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં,
એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ,
હુજ્જ મે કાઉસ્સગ્ગો, જાવ અરિહંતાણં ભગવંતાણં,
નમુક્કારેણં નપારેમિ, તાવકાયં ઠાણેણં મોણેણં,
ઝાણેણં અપ્પાણં વોસિરામિ.
૫ ૨૮ ૧૩ ૧૨૭ ૧૪૦
સંપદા પદ ગુરૂ લઘુ સર્વવર્ણ.

## લોગસ્સ.

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિથ્થયરે જિણે,

અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી.
ઉસભમજિઅંચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ,
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે.
સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ,
કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ,
એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા,
ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ.
કિત્તિયવંદિયમહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરૂગ્ગબોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ,
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગરવર ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ.

૯ ૨૮ ૨૮ ૨૭ ૨૨૯ ૨૫૬
સવ્વલોએ. ઇતિ ૮. ગાથા પદ સંપદા ગુરૂ લઘુ સર્વવર્ણ.

## સામાયિકનું પચ્ચખ્ખાણ.

કરેમિ ભંતે સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ,
જાવ નિઅમં પજ્જુવાસામિ. દુવિહં તિવિહેણં,
મણેણં વાયાએ કાએણં, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે,
પડિક્કમામિ નિંદામિ ગિરિહામિ,

૭ ૬૯ ૭૬
અપ્પાણં વોસિરામિ. ઇતિ ૯. ગુરૂ લઘુ સર્વવર્ણ.

## સામાયિક પારવાનું.

સામાઇઅવયજુત્તો, જાવ મણે હોઇ નિયમ સંજુત્તો,

છિન્નઈ અસુહં કમ્મં, સામાઈઅ જત્તિઆ વારા.
સામાઈઅંમિ ઉ કએ, સમણો ઈવ સાવઓ હવઈજમ્હા,
એએણ કારણેણં, બહુસો સામાઈઅં કુજ્જા.
સામાયિક વિધિ લીધું વિધિ પાર્યું,
વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય,
તે સવિ હું મન વચન કાયાયે કરી, મિચ્છામિ દુક્કડં.
ઇતિ ૧૦ દશ મનના દશ વચનના, બાર કાયાના બત્રીસ
દોષમાં જે કંઈ દોષ લાગ્યો હોય તે સવિ હું મન વચન
કાયાએ કરી મિચ્છામિ દુકકડં. ગાથા[૨] ગુરૂ[૭] લઘુ[૬૭] સર્વ[૭૪]વર્ણ.

## જગચિંતામણિ ચૈત્યવંદન.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ? ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં.
જગચિંતામણિ જગનાહ, જગગુરૂ જગરખ્ખણ,
જગબંધવ જગસથ્થવાહ, જગભાવવિઅખ્ખણ,
અઠ્ઠાવય સંઠવિઅ, રૂવ કમ્મટ્ઠ વિણાસણ,
ચઉ વીસંપિ જિણવર, જયંતુ અપ્પડિહય સાસણ,
કમ્મ ભૂમિહિં કમ્મભૂમિહિં, પઢમસંઘયણિ,
ઉકકોસય સત્તરિસય, જિણવરાણ વિહરંત લબ્ભઈ,
નવ કોડિહિં કેવલિણ, કોડિ સહસ્સ નવ સાહુ ગમ્મઈ,
સંપઈ જિણવર વીસ મુણિ, બિહું કોડિહિં વરનાણ,
સમણહ કોડિસહસ્સ દુઅ, થુણિજ્જિઅ નિચ્ચ વિહાણિ.
જયઉ સામિય જયઉ સામિય રિસહ સત્તુંજિ
ઉજ્જિંત પહુનેમિજિણ, જયઉ વીર સચ્ચઉરિ મંડણ.
ભરૂઅચ્છહિં મુણિસુવ્વય, મુહરિપાસ દુહદુરિઅખંડણ,

અવર વિદેહિં તિત્થયરા. ચિહું દિસિ વિદિસિ જિંકેવિ,
તીઆણાગય સંપઇઅ, વંદૂં જિણ સવ્વેવિ.
સત્તાણુવઇ સહસ્સા, લખ્ખા છપ્પન અટ્ઠકોડિઓ,
બત્તીસય બાસિઆઈં. તિઅલોએ ચેઇએ વંદે.
પનરસ કોડિ સયાઇં, કોડિ બાયાલ લખ્ખ અડવન્ના,
છત્તીસસહસ અસિઆઇં, સાસય બિંબાઇં પણમામિ,
ઇતિ. ૧૧

## જંકિંચિ,

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ,
જાઈં જિણબિંબાઈં, તાઈં સવ્વાઇં વંદામિ. ઇતિ. ૧૨

| ૧ | ૪ | ૪ | ૩ | ૨૯ | ૩૨ |
|---|---|---|---|---|---|
| ગાથા | પદ | સંપદા | ગુરૂ | લઘુ | સર્વવર્ણ. |

## નમથ્થુણં વા શક્રસ્તવ.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં.
આઇગરાણં તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં.
પુરિસુત્તમાણં પુરિસસીહાણં, પુરિસવરપુંડરીયાણં.
પુરી સવર ગંધ હથ્થીણં.
લોગુત્તમાણં લોગનાહાણં,
લોગહિઆણં લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં.
અભયદયાણં ચખ્ખુદયાણં. મગ્ગદયાણં સરણ દયાણં,
બોહિ દયાણં, ધમ્મ દયાણં ધમ્મ દેસિયાણં,
ધમ્મ નાયગાણં ધમ્મ સારહીણં,
ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં.
અપ્પડિહય વરનાણ,

દંસણ ધરાણં વિઅટ્ટછઉમાણં, જિણાણં જાવયાણં,
તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં,
મુત્તાણં મોઅગાણં.
સવ્વ ન્નુણંસવ્વ દરિસીણં,
સિવ મયલ મરૂઅ મણંત મખ્ખય,
મવ્વાબાહ મપુણરાવિત્તિ, સિદ્ધિ ગઇ નામ ધેયં,
ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જિઅ ભયાણં,
જેઅ અઇઆ સિદ્ધા, જેઅ ભવિસ્સંતિ ણાગએ કાલે,
સંપઇઅ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ઇતિ. ૧૩.
૩૩ ૮ ૧ ૩૩ ૨૬૪ ૨૯૭
પદ સંપદા ગાથા ગુરૂ લઘુ સર્વવર્ણ.

## જાવંતિ ચેઇઆઇં.

જાવંતિ ચેઈ આઇં, ઉઢ્ઢેઅ અહેઅ તિરિઅલોએઅ,
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તથ્થ સંતાઇં, ૧.
૧ ૪ ૪ ૩ ૩૨ ૩૫
ગાથા સંપદા પદ ગુરૂ લઘુ સર્વવર્ણ.

## જાવંત કેવિ સાહુ.

જાવંત કેવિ સાહુ ભરહેરવયમહાવિદેહેઅ,
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડ વિરયાણં, ૧.
૪ ૪ ૧ ૩૭ ૧ ૩૮
પદ સંપદા ગાથા લઘુ ગુરૂ સર્વવર્ણ.

## નમસ્કાર.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય, સર્વ સાધુભ્યઃ ઇતિ ૧૬.

## ઉપસર્ગહર સ્તવ.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં,

વિસહર વિસ નિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં. ૧.
વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઈ જો સયા મણુઓ
તસ્સ ગહ રોગ મારી. દુઠ્ઠ જરા જંતિ ઉવસામં, ૨
ચિઠ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુ ફલો હોઈ
નરતિરિએ સુવી જીવા, પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં, ૩
તુહ સમ્મ-તે લદ્ધે, ચિંતામણિ કપ્પ પાયવબ્ભહિએ.
પાવંતિ અવિગ્ઘેણં. જીવા અયરામરં ઠાણં, ૪
ઈઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભર નિબ્ભરેણ હિઅએણ,
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ જિણચંદ. ૫
૨૦ ૨૦ ૨૦ ૧૬૫ ૧૮૫
પદ સંપદા ગુરૂ લઘુ સર્વવણ.

## જયવીયરાય.

જય વીયરાય જયગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં,
ભવ નિવ્વેઓ મગ્ગા ણુસારિઆ ઇઠ્ઠફલસિધ્ધિ, ૧
લોગવિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણપૂઆ પરથ્થકરણં ચ,
સુહગુરૂજોગો તવ્વય, ણસેવણા આભવમખંડા, ૨
વારિજ્જઈ જઇવિ નિઆણ, બંધણં વીઅરાય તુહ સમએ
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં, ૩
દુખ્ખખઓ કમ્મખઓ, સમાહિમરણંચ બોહિલાભો અ,
સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ પણામ કરણેણં, ૪
સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણં,
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનં,
૨૦ ૨૦ ૧૭૪ ૧૭ ૧૯૧
પદ સંપદા લઘુ ગુરૂ સર્વવર્ણ.

## અરિહંત ચેઇઆણં.

અરિહંત ચેઇઆણં, કરેમિ કાઉસ્સગ્ગં,
વંદણ વત્તિઆએ, પૂઅણ વત્તિઆએ,
સક્કાર વત્તિઆએ, સમ્માણ વત્તિઆએ,
બોહિલાભ વત્તિઆએ. નિરૂવસગ્ગ વત્તિઆએ,
સદ્ધાએ મેહાએ ધિઇએ, ધારણાએ અણુપ્પેહાએ,
વઢ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગ અન્નથ્થ,

## કલ્લાણ કંદં સ્તુતિ.

કલ્લાણ કંદં પઢમં જિણંદં,
સંતિ, તઓ નેમિ જિણં મુણિંદ,
પાસં પયાસં સુગુણિક્કઠાણં, ભત્તીઇવંદે સિરિ વદ્ધમાણં, ૧
અપાર સંસાર સમુદ્દપારં પત્તા સિવં દિંતુ સુઇક્કસારં,
સવ્વે જિણંદા સુર વિંદ વંદા,
કલ્લાણ વલ્લીણ વિસાલકંદા, ૨
નિવ્વાણ મગ્ગેવર જાણ કપ્પં,
પણાસિયા સેસ કુવાઈ દપ્પં, મયં જિણાણં સરણં બુહાણં
નમામિ નિચ્ચં તિજ ગપ્પહાણં, ૩
કુંદિંદુ ગોખ્ખીર તુસારવન્ના, સરોજ હથ્થા કમલે નિસન્ના.
વાએસિરી પુથ્થય વગ્ગ હથ્થા,
સુહાય સા અમ્હ સયા પસથ્થા. ૪ ઇતિ. ૨૦

## સંસાર દાવાનો સ્તુતિ.

સંસાર દાવાનલ દાહનીરં, સંમોહ ધૂલિ હરણે સમીરં,
ગાયારસાદારણ સાર સીરં, નમામિ વીરં ગિરિસાર ધીરં ૧

ભાવાવ નામ સુર દાનવ માનવેન,
ચૂલા વિલોલ કમલાવલિમાલિતાનિ,
સંપૂરિતા ભિનત લોક સમીહિતાની,
કામં નમામિ જિનરાજ પદાનિતાનિ, ૨
બોધા ગાધં સુપદ પદવી નીર પૂગભિરામં,
જીવાહિંસા વિરલ લહરી સંગમાગાહદેહં,
ચૂલાવેલં ગુરૂ ગમમણી સંકુલં દ્દૂરપારં,
સારં વીરા ગમજલનિધિં સાદરં સાધુ સેવે, ૩
આમૂલા લોલધૂલી બહુલ પરિમલા લીઢલોલાલિમાલા,
ઝંકારારાવસારા મલદલકમલા, ગાર ભૂમિ નિવાસે,
છાયા સંભાર સારે વર કમલ કરે, તાર હારાભિરામે,
વાણી સંદોહ દેહે ભવ વિરહવરં, દેહિમે દેવિસારં ઇતિ.૧૪
૧૬ ૧૬ ૨૫૨
પદ સંપદા, અક્ષર,

## અથ પુખ્ખરવરદી.

પુખ્ખરવર દીવડ્ઢે. ધાયઈસંડે અ જંબુદીવે અ,
ભરહેરવય વિદેહે, ધમ્મા ઇગરે નમંસામિ, ૧
તમ તિમિર પડલ વિદ્ધં,
સણુસ્સસુરગણ નરિંદ મહિઅસ્સ,
સીમા ધરસ્સ વંદે, પફ્ફોડિઅ મોહ જાલસ્સ, ૨
જાઈ જરામરણ . સોગપણાસણસ્સ,
કલ્લાણ પુખ્ખલ વિસાલ સુહાવહસ્સ,
કો દેવ દાણવનરિંદ ગણચ્ચિઅસ્સ,
ધમ્મસ્સ સાર મુવલબ્ભ કરે પમાયં, ૩

સિદ્ધે ભોપયઓ નમો જિણમએ નંદીસયા સંજમે.
દેવં નાગ સુવન્ન કિન્નર ગણ, સ્સબ્ભૂઅ ભાવચ્ચિએ,
લોગો જથ્થ પઇટ્ઠિઓ જગમિણં, તેલુક્ક મચ્ચાસુરં,
ધમ્મોવટ્ઢઉ સાસઓ વિજયઓ, ધમ્મુત્તરં વટ્ઢઉ, ૪
સુઅસ્સ ભગવઓ, કરેમિ કાઉસ્સગ્ગં,
વંદણ વત્તિઆએ ઈતિ. ૨૨
૧૬ ૧૬ ૩૪ ૧૮૪ ૨૧૬
પદ સંપદા ગુરૂ લઘુ સર્વવર્ણ

## સિદ્ધાણં બુદ્ધાણં.

સિદ્ધાણં બુદ્ધાણં, પારગયાણં પરંપરગયાણં,
લોઅગ્ગ મુવગયાણં, નમો સયા સવ્વ સિદ્ધાણં, ૧
જો દેવાણવિ દેવો, જં દેવા પંજલી નમંસંતિ,
તં દેવ દેવ મહિઅં, સિરસા વંદે મહાવીરં, ૨
ઇક્કોવિ નમુક્કારો, જિણવર વસહસ્સ વદ્ધ માણસ્સ,
સંસાર સાગરાઓ તારેઇ નરં વ નારિંવા, ૩
ઉજ્જિંત સેલ સિહરે, દિખ્ખાનાણં નિસીહિઆ જસ્સ,
તં ધમ્મ ચક્ક વટ્ટિ, અરિટ્ઠનેમિં નમંસામિ, ૪
ચત્તારિ અટ્ઠ દસ દો, ય વંદિયા જિણવરા ચઉવ્વીસં,
પરમટ્ઠ નિટ્ઠિ અટ્ઠા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ, ઇતિ. ૨૩

## વેયાવચ્ચ ગરાણં.

વેઆવચ્ચ ગરાણં સંતિ ગરાણં,
સમ્મદિટ્ઠિ સમાહિગરાણં ઇતિ. ૨૪

કરેમિ કાઊસ્સંગ્ગં અન્નથ્થ
ત્રેવીશમાને ચોવીસમાના મલીને,
૨૦ ૨૦ ૩૧ ૧૬૭ ૧૯૮
પદ સંપદા ગુરૂ લઘુ સર્વવર્ણ,

## ભગવાનાદિ વંદન.

ભગવાન્ હં, આચાર્ય હં,
ઊપાધ્યાય હં, સર્વ સાધુ હં ઇતિ ૨૫

## દેવસિઅ પ્રતિક્રમણેઠાઊં.

ઇચ્છાકારણે સંદિસહ ભગવન, દેવસિઅ પડિક્કમણે ઠાઊં,
ઇચ્છં સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ,
દુબ્ભાસિઅ દુચ્ચિટ્ઠિઅ મિચ્છામિ દુક્કડં ઇતિ. ૨૬

## ઇચ્છામિઠામિ.

ઇચ્છામિ ઠામિ કાઊસ્સગ્ગં,
જોમે દેવસિઓ અઇઆરો કઓ,
કાઇઓ વાઇઓ માણસિઓ,
ઉસ્સુ-તો ઉમ્મગ્ગો અકપ્પો, અકરણિજ્જો દુજ્ઝાઓ,
દુવ્વિચિંતિઓ અણાયારો, અણિચ્છિ અંવ્વો,
અસાવગપાઊગ્ગો, નાણેદંસણે ચરિ-તા ચરિ-તે,
સુએ સામાઇએ તિન્હં ગુત્તિણું, ચઊણ્હં કસાયાણું,
પંચણ્હ મણુવ્યાણું, તિણ્હં ગુણુવ્વયાણું,
ચઊણ્હં સિખ્ખાવયાણું, બારસ વિહસ્સ સાવગ ધમ્મસ્સ,

જંખંડિઅં જં વિરાહિઅં,
તસ્સ મિચ્છામિ દુક્કડં ઇતિ. ૨૭

અતિચારની ગાથા.

નાણંમિદંસણંમિઅ, ચરણંમિ તવંમિ તહય વિરિયંમિ,
આયરણં આયારો, ઇઅ એસો પંચહા ભણિઓ, ૧
કાલે વિણએ બહુમાણે, ઉવહાણે તહઅ નિણ્હવણે,
વંજણ અથ્થ તદુભએ, અઠ્ઠવિહો નાણ માયારો, ૨
નિસ્સંકિઅ નિક્કંખિઅ, નિવ્વિતિ ગિચ્છા અમૂઢદિઠ્ઠીઅ,
ઉવવૂહ થિરી કરણે, વચ્છ લ્લપભાવણે અઠ્ઠ, ૩
પણિહાણ જોગ જુત્તો, પંચહિં સમિઈંહિ તિહિં ગુત્તીહિં,
એસ ચરિત્તા યારો, અઠ્ઠવિહો હોઇ નાયવ્વો, ૪
બારસ વિહંમિ વિ તવે, સબ્ભિંતર બાહિરે કુસલ દિ ,
અગિલાઇ અણાજીવી, નાયવ્વો સો તવાયારો ૫
અણસણ મૂણો અરિયા, વિત્તી સંખેવણં રસચ્ચાઓ,
કાય કિલેસો સંલીણ, યાય બજ્ઝો તવો હોઇ ૬
પાયચ્છિત્તં વિણઓ, વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ,
ઝાણં ઉસ્સગ્ગોવિ ય, અબ્ભિંતરઓ તવો હોઈ, ૭
અણિગૂહિઅ, બલવિરિઓ,
પડિક્કમઇ જો જહુત્તમાઉત્તો, જુંજઈઅ જહાથામં,
નાયવ્વો વીરિઆયારો ૮ ઇતિ. ૨૮

## સુગુરૂ વાંદણા.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં,
જાવણિજ્જાએ, નિસીહિઆએ,

અણુજાણુહ મેમિઊગ્ગહં નિસીહિ,
અહો કાયં કાય સંફાસં, ખમણિજ્જો ભે કિલામો,
અપ્પકિલંતાણું બહુ સુભેણ ભે,
દિવસો વઇક્કંતો જ-તા ભે,
જવણિજ્જંચભે ખામેમિ ખમાસમણો,
દેવસિઅં વઇક્કમ્મં, આવસ્સિઆએ,
પડિક્કમામિ ખમાસમણાણું, દેવસિઆએ આસાયણાએ,
તિન્તિસન્નયરાએ જંકિંચિ મિચ્છાએ,
મણુદુક્કડાએ વય દુક્કડાએ, કાયદુક્કડાએ કોહાએ માણાએ,
માયાએ લોહાએ સવ્વકાલિઆએ,
સવ્વ મિચ્છોવયારાએ, સવ્વ ધમ્માઇક્કમણાએ,
આસાયણાએ જોમે અઇઆરો કઓ,
તસ્સ ખમાસમણો પડિક્કમામિ,
નિંદામિ ગરિહામિ અપ્પાણું વોસિરામિ ઇતિ. ૨૯
બીજીવારને વાંદણે આવસ્સિઆએ એ પદ ન કહેવું,
તેમજ રાઇએં રાઈ વઇકકં તો, પખખીયે પખખો
વઇકકંતો, ચઉમાસીયે ચઉમ્માસી વઇકકંતા, સંવચ્છરિયે
સંવચ્છરો વઇકકંતો, એવી રીતે પાઠ કહેવો,

૫૮ ૨૫ ૨૧૦ ૨૨૬
પદ ગુરૂ લઘુ સર્વવર્ણ, ઇતિ ૨૯.

## " દેવસિઅં આલોઉં સુત્તં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅં આલોઉં ?
ઇચ્છં. આલોએમિ જો મે૦ ઇતિ ૩૦.

## સાત લાખ.

સાત લાખ પૃથિવીકાય, સાત લાખ અપ્કાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચઉદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌરિંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચપંચેદ્રિય, ચૌદ લાખ મનુષ્ય, એવંકારે ચોરાશી લાખ જીવાયોનિમાંહિ, મ્હારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય હણતાં પ્રત્યે અનુમોદ્યો હોય, તે સવ્વે મન, વચન, કાયાયે કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ઇતિ ૩૧.

## અઢાર પાપસ્થાનક.

પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન, ચોથે મૈથુન, પાંચમે પરિગ્રહ, છઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દશમે રાગ, અગ્યારમે દ્વેષ, બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન, ચૌદમે પૈશુન્ય, પન્નરમે રતિ–અરતિ, સોલમે પરપરિવાદ, સત્તરમે માયામૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય, એ અઢાર પાપસ્થાનક માંહિ. મ્હારે જીવે જે કોઈ પાપ સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યું હોય, તે સવ્વે મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ઇતિ. ૩૨.

## સવ્વસ્સવિ.

સવ્વસ્સવિ દેવસિઅ દુચિંતિઅ, દુબ્ભાસિઅ,

દુચ્ચિઅહિઅ, ઇછાકારેણ સંદિસ હ ભગવન્ ઇચ્છં, તસ્સ મિચ્છામિ દુક્કડં ઇતિ ૩૩.

## ઇચ્છામિપડિક્કમિઉં.

જો મે દેવસિઓ અઇ આરો, કઓ. ઇતિ ૩૪

## શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર અથવા વંદિતાસૂત્રમ્.

વંદિત્તુ સવ્વ સિદ્ધે, ધમ્માયરિએઅ સવ્વસાહુ અ, ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગધમ્મા ઇઆરસ્સ. ૧ જો મે વયાઇઆરો નાણે તહ દંસણે ચરિત્તેઅ, સુહુમોઅ બાયરોવા. તંનિંદેતંચ ગરિહામિ ૨ દુવિહે પરિગ્ગહંમિ, સાવજ્જે બહુ વિહે અ આરંભે કારાવણે અ કરણે, પડિક્કમેદેસિઅં સવ્વં ૩. જંબદ્ધમિંદિ એહિં, ચઉહિં કસાએહિં અપ્પસત્થેહિં, રાગેણુવ દોસેણુવ, તં નિંદે તંચ ગરિહામિ ૪. આગમણે નિગ્ગમણે, ઠાણે ચંકમણે અણા ભોગે, અભિઓગેઅનિઓગે, પડિક્કમે દેસિઅં સવ્વં ૫. સંકા કંખ વિગિચ્છા, પસંસ તહ સંથવો કુલિંગીસુ, સમ્મત્તસ્સ ઇઆરે પડિક્કમે દેસિઅં સવ્વં ૬. છક્કાય સમારંભે, પયણેઅ પયાવણેઅ જે દોસા, અત્તટ્ઠાય પરટ્ઠા ઉભયટ્ઠા ચેવતં નિંદે ૭. પંચણ્હ મણુવ્વયાણં, ગુણવ્વયાણં ચ તિણ્હ મઇયારે સિખ્ખાણંચ ચઉણ્હં, પડિક્કમે દેસિઅંસવ્વં ૮. પઢમે અણુવ્વયંમિ, થૂલગ પાણાઇવાય વિરઇઓ, આયરિઅ મપ્પ સત્થે, ઇથ્થ પમાય પ્પસંગેણ ૯. વહ બંધ છવિચ્છેએ, અઇ ભારે ભત્ત પાણવુચ્છેએ, પઢમ વયસ્સ ઇઆરે, પડિ-

ક્કમે દેસિઅં સવ્વં ૧૦ બીએ અણુવ્વયંમિ પરિથૂલગ અ-
લિઅવયણ વિરઇઓ, આયરિઅ મપ્પસત્થે, ઇત્થ પમાયપ્પ
સંગેણું ૧૧. સહસા રહસ્સ દારે, મોસુવએસે અકૂડલેહે
અ, બીય વયસ્સ ઈઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ૧૨
તઇએ અણુવ્વયંમી, થૂલગ પરદવ્વ હરણ વિરઇઓ, આય-
રિઅ મપ્પસત્થે, ઇત્થ પમાય પ્પસંગેણું ૧૩. તેનાહડપ્પ
ઓગે, તપ્પડિરૂવે વિરૂદ્ધગમણેઅ, કૂડતુલકૂડ માણે,
પડિક્કમેં૦ ૧૪ ચઊત્થે અણુવ્વયંમિ, નિચ્ચં પરદારગમણ
વિરઇઓ આયરિઅ મપ્પ સત્થે, ઇત્થ પમાયપ્પસંગેણું ૧૫.
અપરિગ્ગહિઆ ઇત્તર, અણંગ વીવાહ તિવ્વ અણુરાગે, ચઉ-
ત્થ વયસ્સ ઈઆરે પડિક્કમે દેસિઅં સવ્વં ૧૬. ઇત્તો અણુ-
વ્વએ પંચ, મંમિ આયરિઅ મપ્પ સત્થંમિ, પરિમાણ
પરિચ્છેએ, ઇત્થ પમાયપ્પસગેણું ૧૭. ધણ ધન્ન ખિત્ત-
વત્થુ, રૂપ્પ સુવણ્ણે અ કુવિઅપરિમાણે, દુપએ ચઊપ્પયંમિ,
પડિક્કમે. ૧૮. ગમણસ્સઊ પરિમાણે દિસાસુઊડ્ઢં અહેઅ તિરિઅં
ચ, વુડ્ઢિસઇ અંતરદ્ધા, પઢમંમિ ગુણવ્વએ નિંદે ૧૯. મજ્જં-
મિ અ મંસમિ અ, પુપ્ફે અ ફલે અ ગંધમલ્લે અ, ઉવભોગે
પરિભોગે, બીઅંમિ ગુણવ્વએ નિંદે ૨૦. સચ્ચિ-તે પડિબધ્ધે
અપોલ દુપ્પોલિઅં ચ આહારે, તુચ્છો સહિ ભખ્ખણયા,
પડિક્કમે દેસિઅં સવ્વં ૨૧. ઈંગાલીવણસાડી, ભાડી
ફોડી સુવજ્જએ કમ્મં, વાણિજ્જં ચેવય દંત, લખ્ખ રસ
કેસ વિસવિસયં ૨૨. એવંખુજંત પિલ્લણ કમ્મં નિલ્લં-
છણં ચ દવદાણું, સર દહ તલાય સોસં, અસઈ પોસં ચ

વજ્જિજ્જા ૨૩. સથ્થગ્ગિ મુસલ જંતગ, તણુ કઠ્ઠે મંત મૂલ ભેસજ્જે, દિન્ને દવાવિએવા, પડિક્કમે. ૨૪. ન્હાણૂ વટ્ટણુ વન્નગ, વિલેવણે સદ્દ રૂવ રસ ગંધે, વત્થાસણુ આભરણે પડિક્કમે દેસિઅંસવ્વં ૨૫. કંદપ્પે કુક્કુઇએ મોહરિ અ હિગરણુ ભોગઅઇરિત્તે, દંડંમિ અણુટ્ઠાએ તઈઅંમિ ગુણુવએ નિંદે ૨૬. તિવિહે દુપ્પણિ હાણે, અણવટ્ઠાણે તહા સઇવિહૂણે, સામાઇઅ વિતહ કએ પઢમે સિક્ખાવએ નિંદે ૨૭. આણ-વણે પેસવણે, સદ્દે રૂવે અ પુગ્ગલખ્ખેવે, દેસાવગાસિઅંમી બીએ સિખ્ખાવએ નિંદે ૨૮. સંથારૂચ્ચારવિહી, પમાય તહ ચેવભોઅણાભોએ, પોસહવિહિવિવરીએ, તઇએ સિખ્ખાવએ નિંદે. ૨૯. સચ્ચિત્તે નિખ્ખિવણે, પિહિણેવવ એસ મચ્છરે ચેવ, કાલાઈક્કમદાણે, ચઉત્થે સિખ્ખાવએ નિંદે. ૩૦. સુહિએસુ અ દુહિએસુ અ, જામે અસંજએસુ અણુકંપા, રાગેણુવ દોસેણુવ તંનિંદે તંચ ગરિહામિ ૩૧. સાહૂસુ સંવિભાગો, ન કઓ તવ ચરણકરણજુત્તેસુ, સંતે ફાસુઅદાણે, તં નિંદે તં ચ. ગરિહામિ ૩૨. ઈહલોએ પર-લોએ, જીવિઅ મરણેઅ આસંસપઓગે, પંચ વિહો અઈ-આરો, મા મજ્ઝં હુજ્જ મરણું તે ૩૩. કાએણ કાઇઅસ્સ, પડિક્કમે વાઈઅસ્સવાયાએ, મણસા માણુસિઅસ્સ, સવ્વસ્સ વયાઈઆરસ્સ ૩૪. વંદણવય સિખ્ખાગા, રવેસુ સન્ના કસાય દંડેસુ, ગુત્તીસુ અ સમિઈસુ અ, જો અઈઆરો અ તં નિંદે ૩૫. સમ્મદિટ્ઠી જીવો, જઇવિ હુપાવં સમાયરે કિંચિ, અપ્પો સિ હોઇ બંધો, જેણ ન નિદ્ધં ધસં કુણઈ ૩૬. તંપિ હુ સપડિક્કમણં, સપ્પરિઆવં સઉત્તર ગુણંચ, ખિપ્પં

ઉવસામેઈ, વાહિઅ સુસિકિખઓ વિજ્જો ૩૭. જહાવિસં કુઠ્ઠગયં,મંતમૂલવિસારયા, વિજ્જા હણંતિ મંતેહિં, તો તં હવઈ નિવ્વિસં ૩૮ એવં અઠ્ઠવિહં કમ્મં, રાગદોસ સમજ્જિઅં, આલોઅંતો અ નિંદતો, ખિપ્પં હણઈ સુસાવઓ. ૩૯. કય પાવોવિ મણુસ્સો આલોઈય નિંદિઅ ગુરૂ સગાસે હોઈ અઈરેગ લહુઓ, ઓહરીઅ ભરૂવ્વ ભારવહો ૪૦. આવસ્સએણ એએણ, સાવઓ જઈવિ બહુરઓ હોઈ, દુકખાણમંત કિરિઅં, કાહી અચિરેણ કાલેણ ૪૧. આલોઅણા બહુવિહા, નય સંભરિઆ પડિક્કમણ કાલે, મૂલ ગુણ ઊત્તર ગુણે તં નિંદે તંચ ગરિહામિ ૪૨. તસ્સ ધમ્મસ્સ કેવલિ પન્નત્તસ્ય અબ્ભુઠ્ઠિઓમિ આરાહણાએ, વિરઓમિ વિરાહણાએ, તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં ૪૩. જાવંતિ ચેઈઆઈં ૪૪. જાવંત કેવિસાહુ ૪૫. ચિર સંચિય પાવ પણાસણીઈ, ભવસય સહસ્સ મહણીએ, ચઉવીસ જિણવિણિગ્ગય કહાઈ, વોલંતુ મે દિઅહા ૪૬. મમ મંગલ મરિહંતા, સિદ્ધા સાહુ સુઅ ચ ધમ્મો અ, સમ્મ દ્દિઠ્ઠી દેવા દિંતુ સમાહિંચ બોહિંચ ૪૭. પડિસિદ્ધાણં કરણે, કિચ્ચાણ મકરણે પડિક્કમણં, અસદ્દહણે અ તહા. વિવરીય પરૂવણાએ અ ૪૮. ખામેમિ સવ્વ જીવે, સવ્વે જીવા ખમંતુ મે, મિત્તિ મે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝં ન કેણઈ ૪૯. એવમહં આલોઈઅ, નિંદિઅ ગરહિઅ દુગંછિઅંસમ્મં, તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં, ૫૦ ઇતિ. ૩૫.

## અબ્ભુઠ્ઠિઓ.

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! અબ્ભુઠ્ઠિઓમિ અબ્ભિં-

તર દેવસિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ દેવસિઅં. જંકિંચિ અપત્તિઅં પરપત્તિઅં, ભત્તે પાણે વિણએ વેઆવચ્ચે, આલાવે સંલાવે ઉચ્ચાસણે સમાસણે અંતરભાસાએ, ઊવરિભાસાએ જંકિંચિ, મજ્ઝ વિણય પરિહીણં, સુહુમં વા બાયરં વા, તુમ્ભે જાણહુ અહં ન યાણામિ તસ્સ મિછ્છામિ દુક્કડં. ઇતિ ૩૬.

## આયરિઅઊવજઝાએ.

આયરિઅ ઉવજ્ઝાએ, સીસે સાહમ્મિએ કુલગણેઅ, જેમે કેઈ કસાયા, સવ્વે તિવિહેણ ખામેમિ ૧. સવ્વસ્સ સમણ સંઘસ્સ, ભગવઓ અંજલિં કરિઅ સીસે સવ્વં ખમા વઇત્તા, ખમામિ સવ્વસ્સ અહયંપિ ૨. સવ્વસ્સ જીવરાસિસ્સ, ભાવઓ ધમ્મ નિહિઅનિઅચિત્તો સવ્વં ખમાવઇત્તા ખમામિ સવ્વસ્સ અહયંપિ. ઇતિ. ૩. ૩૭.

## નમોસ્તુ વર્દ્ધમાનાય.

ઇચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં નમોઽર્હત્‌૦ નમોસ્તુ વર્દ્ધમાનાય, સ્પર્દ્ધમાનાય કર્મણા, તજ્જયા વાપ્ત મોક્ષાય, પરોક્ષાય કુતીર્થિનાં, ૧. યેષાં વિકચાર વિંદરાજ્યા જયાયઃ ક્રમ કમલાવલિં દધત્યા, સદશૈરિતિ સંગતં પ્રશસ્યં, કથિતં સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ૨. કષાયતાપાર્દિતજંતુ નિર્વૃતિં, કરોતિયો જૈન મુખાંબુદોદ્‌ગતઃ, સ શુક્રમાસોદ્ભવ વૃષ્ટિ સન્નિભો, દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરાં ૩. ઇતિ. ૩૮.

## શાલલોચન.

વિશાલ લોચન દલં, પ્રોદ્યદ્દંતાંશુકેસરં, પ્રાતર્વીર જિ-

નેંદ્રસ્ય, મુખપદ્મં પુનાતુવઃ ૧. યેષામષેભિક કર્મ કૃત્વા મત્તા હર્ષભરાત્ સુખં સુરેંદ્રાઃ, તૃણમપિ, ગણયંતિ નૈવ નાકં, પ્રાતઃ સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ૨. કલંકનિર્મુક્તમમુક્ત પૂર્ણતં, કુતર્કરાહુગ્રસનં સદોદયં, અપૂર્વ ચંદ્ર જિનચંદ્ર ભાષિતં, દિનાગમે નૌમિ બુધૈર્નમસ્કૃતં, ૩. ઇતિ. ૩૯.

## શ્રુતદેવક્ષેત્રદેવસ્તુતિ.

સુઅ દેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં. સુઅદેવયા ભગવઇ, નાણાવરણીઅ કમ્મસંઘાયં, તેસિં ખવેઉ સયયં, જેસિં સુઅ સાયરે ભત્તી. ઇતિ ૪૦.

## ખિત્તદેવયાએ કરેમિ.

જીસે ખિત્તે સાહૂ દંસણનાણેહિં ચરણસહિએહિં, સાહંતિ મુખ્ખમગ્ગં, સા દેવી હરઉ દુરિઆઇં. ઇતિ. ૪૧.

## કમલ દલ સ્તુતિ. (સ્રીઓ માટે)

કમલદલવિપુલ નયના, કમલમુખી કમલ ગર્ભ સમગૌરી, કમલે સ્થિતા ભગવતી, દદાતુ શ્રુત દેવતા સિદ્ધિં ઇતિ. ૪૨.

## અડ્ઢાઇજ્જેસુ મુનિં વંદનં.

અડ્ઢાઇજ્જેસુ દીવસમુદ્દેસુ, પન્નરસસુ કમ્મભૂમીસુ, જાવંત કેવિ સાહૂ, રયહરણગુચ્છ પડિગ્ગહ ધારા, પંચ મ-

હવ્વયધારા, અઠ્ઠારસ સહસ્સસીલંગધારા, અખ્ખુયાયાર ચરિત્તા, તે સવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ ઇતિ ૪૩.

## વરકનક.

વરકનક શંખ વિદ્રુમ, મરકતઘનસન્નિભં વિગત મોહં, સપ્તતિ શતં જિનાનાં સર્વામર પૂજિતં વંદે ઇતિ. ૪૪.

## લઘુ શાંતિ સ્તવઃ.

શાંતિ શાંતિનિશાંતં, શાંતં શાંતાશિવં નમસ્કૃત્ય, સ્તોતુઃ શાંતિ નિમિત્તં, મંત્રપદૈઃ શાંતયે સ્તૌમિ ૧. ઓમિતિ-નિશ્ચિત વચસે, નમો નમો ભગવતેઽર્હતે પૂજાં, શાંતિજિનાય જયવતે, યશસ્વિને સ્વામિને દમિનામ્ ૨. સકલાતિશેષક મહા, સંપત્તિ સમન્વિતાય શસ્યાય, ત્રૈલોક્યપૂજિતાય ચ, નમોનમઃ શાંતિ દેવાય ૩. સર્વામરસુસમુહ, સ્વામિક-સંપૂજિતાય નિજિતાય, ભુવનજનપાલનોદ્યત તમાય સતતં નમસ્તસ્મૈ. ૪. સર્વ દુરિતૌઘનાશન, કરાય સર્વાશિવ પ્રશ-મનાય, દુષ્ટ ગ્રહ ભૂત પિશાચ, શાકિનીનાં પ્રમથનાય ૫, યસ્યેતિ નામમંત્ર, પ્રધાન વાક્યોપયોગ કૃતતોષા, વિજયા કુરૂતે જનહિત મિતિ ચ નુતા નમત તં શાંતિ ૬. ભવતુ નમસ્તે ભગવતિ, વિજયે સુજયે પરાપરૈરજિતે, અપરા-જિતે જગત્યાં, જયતીતિ જયાવહે ભવતિ ૭. સર્વસ્યાપિ ચ સંઘસ્ય, ભદ્રકલ્યાણમંગલપ્રદદે, સાધૂનાં ચ સદા શિવ, સુતુષ્ટિ પુષ્ટિ પ્રદે જીયાત્, ૮. ભવ્યાનાં કૃતસિદ્ધે નિર્વૃત્તિનિર્વાણજનનિ સત્વાનાં, અભય પ્રદાનનિરતે,

નમોસ્તુ સ્વસ્તિ પ્રદેતુભ્યંમ્ ૯. ભક્તાનાં જંતુનાં, શુભાવહે નિત્ય મુદ્યતે દેવિ, સમ્યગ્દષ્ટીનાં ધૃતિ, રતિ માત બુદ્ધિ પ્રદાનાય ૧૦. જિનશાસન નિરતાનાં, શાંતિનતાનાં ચ જગતિ જનતાનાં, શ્રી સંપત્કીર્ત્તિયશો, વર્દ્ધનિ જયદેવિ વિજયસ્વ ૧૧. સલિલાનલવિષવિષધર, દુષ્ટગ્રહરાજરોગ રણુ ભયતઃ, રાક્ષસરિપુગણમારી, ચૌરેતિશ્વાપદાદિભ્યઃ ૧૨. અથ રક્ષ રક્ષ સુશિવં, કુરૂ કુરૂ શાંતિં ચકુરૂ કુરૂ સદેતિ, તુષ્ટિં કુરૂ કુરૂ પુષ્ટિં, કુરૂ કુરૂ સ્વસ્તિં ચ કુરૂ કુરૂત્વં ૧૩. ભગવતિ ગુણવતિ શિવશાંતિ, તુષ્ટિપુષ્ટિ સ્વસ્તીહ કુરૂ કુરૂ જનાનાં, ઓમિતિ નમો નમો હ્રૂં હ્રૌં હૃં હ્રઃ યઃ ક્ષઃ હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા ૧૪. એવં યન્નામાક્ષર, પુરસ્સરં સંસ્તુતા જયાદેવી, કુરૂતે શાંતિ નમતાં, નમો નમઃ શાંતયે તસ્મૈ ૧૫. ઇતિ પૂર્વસૂરિ દર્શિત મંત્રપદવિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ, સલિલાદિભય વિનાશી, શાંત્યાદિકરશ્ચ ભક્તિમતાં ૧૬. યશ્ચૈનં પઠતિ સદા, શ્રૃણોતિ ભાવયતિ વા યથાયોગં, સહિ શાંતિ પદં યાયાત્, સૂરિઃ શ્રીમાનદેવશ્ચ ૧૭. ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ, છિદ્યંતે વિઘ્નવલ્લયઃ, મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ૧૮. સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણં, પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ૧૯. ઇતિ ૪૫.

## ચઊક્કસાય.

ચઊક્કસાયપડિમલ્લુલ્લૂરણુ, દુજ્જયમયણ બાણુમુસુમૂરણુ, સરસપિઅંગુવણ્ણુગયગામિઉ, જયઉ પાસુ ભુવણુત્તયસામિઉ ૧. જસુ તણુ કંતિ કડપ્પ સિણિદ્ધઉ,

સોહઇફણિમણિકિરણાલિદ્ધઉ, નનવજલહરતડિલ્લય લંછિઉ,
સો જિણુ પાસુ પયછઉ વંછિઉ ૨. ઇતિ ૪૬.

## ભરહેસરની સજ્ઝાય.

ભરહેસર બાહુબલી, અભયકુમારો અ ઢંઢણ કુમારો, સિરિઓ અણિયાઉત્તો, અઇમુત્તો નાગદત્તો અ, ૧. મેઅજ્જ થૂલિભદ્દો, વયરરિસિ નંદિસેણ સીહગિરી, કયવન્નો અ સુકોસલ પુંડરિઓ કેસિકરકંડૂ ૨. હલ્લ વિહલ્લ સુદંસણ, સાલ મહાસાલ સાલિભદ્દો અ, ભદ્દો દસન્ન ભદ્દો, પસન્નચંદો અ જસ ભદ્દો ૩. જંબુપહુ વંકચુલો, ગયસુકુમાલો અવંતિસુકુમાલો, ધન્નોઇલાઇપુત્તો ચિલાઇપુત્તો અ બાહુમુણી ૪. અજ્જગિરિ અજ્જરખિખઅ અજ્જસુહત્થી ઉદાયગો મણગો, કાલય સૂરિ સંબો, પજ્જુન્નો મૂલ દેવોઅ ૫. પભવો વિણ્હુકુમારો, અદ્દકુમારો દઢપ્પહારી અ, સિજ્જંસ કુરગડુઅ, સિજ્જંભવ મેહકુમારો અ. ૬. એમાઈ મહાસત્તા, દિંતુ સુહં ગુણગણેહિં સંજુત્તા, જેસિં નામગ્ગહણે પાવપબંધા વિલય જંતિ ૭. સુલસા ચંદનબાલા, મણોરમા મયણરેહા દમયંતી, નમયા સુંદરી સીયા, નંદા ભદ્દા સુભદ્દા ય ૮. રાયમઇ રિસિદત્તા, પઉમાવઇ અંજણા સિરી દેવી, જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઇ, પભાવઇ ચિલ્લણાદેવી ૯. બંભી સુંદરી રૂપ્પિણિ, રેવઇ કુંતી સિવા જયંતીય, દેવઈ દોવઈ ધારણી, કલાવઈ પુપ્ફચુલાય ૧૦. પઉમાવઈય ગોરી, ગંધારી લખ્ખમણા સુસીમા ય, જંબુવઇ સચ્ચભામા, રૂપ્પિણિ કણ્હહુ મહિસીઓ, ૧૧. જખ્ખાય જખ્ખ-

દિન્ના, ભુઆ તહચેવ ભુઅદિન્નાય, સેણા વેણા રેણા, ભયણીઓ થૂલિભદ્દસ્સ ૧૨. ઇચ્ચાઈ મહાસઇઓ, જયંતિ અકલંકસીલકલિઆઓ અજ્જવિ વજ્જઇ જાસિં, જસ પડહો તિહુઅણે સયલે ૧૩. ઇતિ સતાસતીઓની સજ્ઝાય ૪૭

## મન્હજિણાણં સજ્ઝાય.

મન્હજિણાણં આણં, મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં, છવ્વિહ આવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઈ પઇદિવસં ૧. પવ્વેસુ પોસહવયં, દાણં સીલં તવો અ ભાવો અ, સજ્ઝાય નમુક્કારો, પરોવયારો અ જયણાય ૨. જિણપૂઆ જિણથુણિણં, ગુરૂથુઅ સાહમ્મિઆણ વચ્છલ્લં, વવહારસ્સ ય સુદ્ધિ, રહજુત્તા તિથ્થજુત્તાય ૩. ઉવસમ વિવેગ સંવર, ભાસાસમિઇ છ જીવ કરૂણાય, ધમ્મિઅજણસંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ૪. સંઘોવરિ બહુમાણો, પુથ્થયલિહણં પભાવણાતિથ્થે, સઢ઼ાણ કિચ્ચમેઅં, નિચ્ચં સુગુરૂવએસેણં ૫. ઇતિ ૪૮.

## પોસહનું પચ્ચખ્ખાણ.

કરેમિ ભંતે! પોસહં, આહારપોસહં દેસઓ સવ્વઓ, સરીરસક્કારપોસહં સવ્વઓ, બંભચેર પોસહં સવ્વઓ, અવ્વાવાર પોસહં સવ્વઓ ચઉવ્વિહે પોસહં ઠામિ, જાવ દિવસં અહોરત્તં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં, મણેણં વાયાએ કાએણં, ન કરેમિ ન કારવેમિ, તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ ગરિહામિ, અપ્પાણં વોસિરામિ. ઇતિ ૪૯.

## પોસહપારતાંગાથા

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો, જેસિં પોસહપડિમા, અખંડિઆ જીવિઅં તેવિ ૧. ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદ કામદેવાય, જેસિં પસંસઇ ભયવં, દઢવ્વયંત્તં મહાવીરો ૨. પોસહ વિધે લીધો, વિધે પાર્યો, વિધિ કરતાં, જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી, મિચ્છામિ દુક્કડં ઇતિ. ૫૦.

## તીર્થવંદના.

સકલ તીર્થ વંદૂં કર જોડ, જિનવર નામેં મંગલ કોડ, પહેલે સ્વર્ગે લાખ બત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિસ ૧. બીજે લાખ અઠ્ઠાવિસ કહ્યાં, ત્રીજે બાર લાખ સદ્દહ્યાં, ચોથે સ્વર્ગે અડ લખ ધાર, પાંચમે વંદૂ લાખજ ચાર ૨. છઠ્ઠે સ્વર્ગે સહસ પચાસ, સાતમે ચાલિસ સહસ પ્રાસાદ, આઠમે સ્વર્ગે છ હજાર, નવ દશમે વંદૂં શત ચાર ૩. અગ્યાર બારમે ત્રણસેં સાર, નવગ્રેવેકે ત્રણયસેં અઢાર, પાંચ અનુત્તર સર્વે મલી, લાખ ચોરાસી અધિકાં વલી ૪. સહસ સત્તાણુ ત્રેવિશ સાર, જિનવર ભુવન તણો અધિકાર, લાંબાં સો જોજન વિસ્તાર, પચાસ ઉંચા બોહોંતેર ધાર ૫. એકસો એંસી બિંબ પરિમાણ, સભા સહિત એક ચૈત્યે જાણ, સોકોડ બાવન કોડ સંભાલ, લાખ ચોરાણું સહસ ચૌંઆલ ૬. સાતશેં ઉપર સાઠ વિશાલ, સવિ બિંબ પ્રણમું ત્રણ કાલ, સાત કોડને બોહોંતેર લાખ

ભુવનપતિમાં દેવલ ભાંખ્ય ૭. એક્સો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ, તેરસેં કોડ નેવ્યાશી કોડ, સાઠ લાખ વંદૂ કર જોડ ૮. બત્રીશેં ને ઓગણસાઠ, તીર્છા લોકમાં ચૈત્યનો પાઠ, ત્રણ્ય લાખ એકાણું હજાર, ત્રણશેં વીસ તે બિંબ જુહાર ૯. વ્યંતર જ્યોતિષિમાં વલી જેહ શાશ્વતા જિન વંદૂં તેહ, રૂષભ ચંદ્રાનન વારિષેણ, વર્દ્ધમાન નામે ગુણસેણ ૧૦. સમેતશિખર વંદૂજિન વીસ, અષ્ટાપદ વંદૂ ચોવીસ, વિમલાચલને ગઢ ગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ૧૧. શંખેશ્વર કેશરિયો સાર, તારંગે શ્રી અજિત જુહાર, અંતરીક વરકાણો પાસ, જીરાવલોને થંભણ પાસ ૧૨. ગ્રામનગર પુર પાટણ જેહ, જિનવર ચૈત્ય નમું ગુણ ગેહ, વિહરમાન વંદૂ જિનવીશ, સિદ્ધ અનંત નમું નિશદીશ ૧૩. અઢી દ્વીપમાં જે અણગાર, અઢાર સહસ સિલાંગના ધાર, પંચ મહાવ્રત સમિતી સાર, પાલે પલાવે પંચાચાર ૧૪. બાહ્ય અભ્યંતર તપ ઉજમાલ તે મુનિ વંદૂ ગુણ મણિમાલ, નિત નિત ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવસાયર તરૂં, ઇતિ તીર્થવંદના, ૫૧.

## શ્રી મહાવીર જિન છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મનથી દૂરવારો, સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહિ, રાગદ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિં ૧. પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્ત્વની વાત તેહે ન જાણી, મનુષ જન્મ પામી વૃથા કાં ગમો છો, જૈન માર્ગ છંડી ભુલા કાં ભમો છો ૨.

અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજોછો, હરિ હરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મુકી ગલીમાં પડો છો ૩. કેઈ દેવ હાથે અસિ ચક્રધારા, કેઈ દેવ ઘાલે ગલે રૂંડમાલા, કેઈ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદરામા ૪. કેઇ દેવ જપે લેઈ જપમાલા, કેઈ માંસ ભક્ષી મહા વીકરાલા, કેઇ યોગિણી ભોગિણી ભોગરાગે, કેઈ રૂદ્રણી છાગનો હોમ માગે ૫. ઇસ્યા દેવ દેવી તણી આશ રાખે, તદા મુક્તિના સુખને કેમ ચાખે, જદા લોભના થોકનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો ૬. જેહ. દેવલાં આપણી આશ રાખે, જેહ પિંડને મનશું લેઅ ચાખે, દીન હીનની ભીડ તે કેમ ભાંજે ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે ૭. અરે મૂઢ ભ્રાતા! ભજો મોક્ષ દાતા, અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા, રત્ન ચિંતામણી સારિખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો ૮. મંદ બુદ્ધિ જેહ પ્રાણી કહે છે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે, કિહાં સર્ષવાને કિહા મેરૂ ધીરં, કિહાં કાયરાને કિહાં સૂર વીરં ૯. કિહાં સ્વર્ણથાલં કિહાં કુંભ ખંડં, કિહાં કોદ્રવાને કિહાં ખીર મંડં, કિહાં ખીર સિંધુ કિહાં ખાર નીરં, કિહાં કામધેનુ કિહાં છાગખીરં ૧૦. કિહાં સત્યવાચા કિહાં કૂડવાણી, કિહાં રંક નારી કિહાં રાય રાણી, કિહાં નારકી ને કિહાં દેવ ભોગી, કિહાં ઇંદ્ર દેહી કિહાં કુષ્ટ રોગી ૧૧. કિહાં કર્મઘાતી કિહાં ધર્મધારી, નમો વીર સ્વામી ભજો અન્યવારી, જિસી સેજમાં સ્વપ્નથી રાજ પામી રાચે મંદ બુદ્ધિ ધરી જેહ સ્વામી ૧૨. અથિર સુખ સંસા

રમાં મન્નમાએ તેહુ મુઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે, તજો મોહ માયા હરો દંભ રોશી, સજો પુણ્ય પોપી ભજો તે અરોષી ૧૩. ગતિ ચાર સંસાર અપાર પામી, આવ્યા આશધારી પ્રભુ પાય સ્વામી, તુહીં તુહીં તુહીં પ્રભુ પર્મ રાગી, ભવફેરની શ્રૃંખલા મોહ ભાગી ૧૪. માનીયે વીરજી અર્જ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી, પુણ્ય ઉદય હુઓ ગુરૂ આજ મેરો, વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો ૧૫. ઇતિ શ્રી મહાવીર જિન છંદ ૫૨.

## ગણધર સ્તવ લિખ્યતે.

એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઊઠીને કરૂં પ્રણામ, ઇંદ્રભૂતિ પહેલો તે જાણુ અગ્નિભૂતિ બીજો ગુણ ખાણુ ૧. વાયુભૂતિ ત્રીજો જગસાર, ગણધર ચોથો વ્યક્તઉદાર શાસનપતિ સુધર્મા સાર, મંડિત નામેં છઠ્ઠો ધાર ૨. મૌર્ય પુત્ર તે સાતમો જેહ, અંકપિત અષ્ટમ ગુણ ગેહ, મુનિવર માંહે જેહ પ્રધાન, અચલભ્રાત નવમો એ નામ ૩. નામ થકી હોય ક્રોડ કલ્યાણ, દસમો મેતારજ અવિરલ વાણ, એકાદશમો પ્રભાસ કહેવાય, સુખ સંપત્તિ જસ નામે થાય ૪. ગાયા વીર તણા ગણધર, ગુણ મણિ રયણ તણા ભંડાર, ઊત્તમ વિજય ગુરૂનો શિષ્ય, રત્નવિજય વંદે નિશદીસ ૫. ઇતિ. ૫૩.

## સીમંધર જિન ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન ઊપગારી, શ્રી શ્રેયાંસ

પિતા કુલે, બહુ શોભા તુમારી ૧. ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી, વૃષભ લંછન બિરાજમાન, વંદે નર નારી ૨. ધનુષ પાંચશે દેહડીએ, સોહીયે સોવનવાન, કીર્ત્તિ વિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ૩. ઇતિ ૫૪.

## સીમંધર જિનસ્તવન.

પુખ્ખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરિકિણી સાર, શ્રી સીમંધર સાહીબોરે, રાય શ્રેયાંસ કુમાર જિણંદરાય ધરજો ધર્મસનેહ, એ આંકણી, ૧. મહોટા નાહાના અંતરોરે, ગિરૂઆ નવિ દાખંત, શશિ દરિસણ સાયર વધેરે, કૈરવવન વિકસંત; જિણં. ૨. ઠામ કુઠામ ન લેખવેરે, જગવરસંત જલધાર, કર દોય કુસુમે વાસિયેરે છાયા સવિ આધાર; જિ૦ ૩. રાય ને રંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશિ સૂર, ગંગા જલ તે બિહું તણારે, તાપ કરે સવિદૂર; જિ૦ ૪. સરિખા સહુને તારવારે, તિમ તુમે છો મહારાજ, મુજશું અંતર કિમ કરોરે, બાંહિ ગ્રહ્યાની લાજ; જિ૦ ૫. મોહ દેખી ટીલું કરેરે, તે નવિ હોય પ્રમાણ, મુજરો માને સવિ તણોરે સાહિબ તેહ સુજાણ; જિ૦ ૬. વૃષભ લંછન માતા સત્યકીરે, નંદ ન રૂકિમણી કંત, વાચક જસ ઇમ વિનવેરે ભય ભંજન ભગવંત; જિ૦ ૭. ઇતિ ૫૫.

## સીમંધર જિનથોય.

શ્રી સીમંધર જિનવર, સુખ કર સાહેબ દેવ, અરિહંત સકલની ભાવ ધરી કરૂં સેવ; સકલાગમ પારગ, ગણધર

ભાખિત વાણી, જયવંતી આણા, જ્ઞાન વિમલ ગુણમાણી ૧. ઇતિ ૫૬.

## સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધ ખેત્ર, દીઠે દુર્ગતિ વારે, ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે ૧. અનંત સિદ્ધનું એહ ઠામ, સકલ તીર્થનો રાય, પુરવ નવાણું રિખભ દેવ જ્યાં ઠવિયા પ્રભુપાય ૨. સૂરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ; નાભિરાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ ૩. ઇતિ ૫૭.

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

વિમલાચલ નિતુ વંદીયેં, કીજે એહની સેવા. માનું હાથ એ ધર્મનો, શિવ તરૂ ફલ લેવા; વિ૦ ૧. ઉંજવલ જિન ગૃહ મંડલી, તિહાં દીપે ઉત્તંગા, માનું હિમગિરિ વિભ્રમેં, આઈ અંબર ગંગા; વિ૦ ૨. કોઈ અનેરો જગ નહિ, એ તીરથ તોલેં. ઇમ શ્રી મુખ હરિ આગલેં, શ્રી સીમંધર બોલે; વિ૦ ૩. જે સઘલાં તીરથ કરયાં, જાત્રા ફલ લહીયેં, તેથી એ ગિરિ ભેટતાં શતગણું ફલ લહીએ; વિ૦ ૪. જનમ સફલ હોય તેહનો, જેએ ગિરિવંદે, સુજસ-વિજય સંપદ લહે, તે નર ચિરં નંદે; વિ૦ ૫. ઇતિ ૫૮.

## સિદ્ધાચલજીની થોય.

પુંડરિક ગિરિ મહિમા, આગમમાં પ્રસિધ્ધ, વિમ-

